અમદાવાદ

ગુજરાતી કોપીરાઈટ સંગ્રહ

# કાઠીયાવાડી દાંડરા

# વાંચો અને હસો



—છપાવી પ્રસિદ્ધ કર્તાર—

## મેમણ નુરમામદ જુસબ

ગોલીબાર-વઢવાણ કેમ્પ.



કાઠીયાવાડ મારૂં એઠણું—પડધરી મારૂં જ ગામ,
જાતના છીએ અમે મેમણ—નુરમામદ મારૂં જ નામ;
જાણું બોલી છાપા વેચું—જાહેર ખબરનું કામ,
એડવર્ટાઈઝર કીંગ કહે—ગોલીબાર ઉપનામ.

મુદ્રક : ધીરજલાલ ટોકરશી શાહ : જ્યોતિ મુદ્રણાલય,
જુમ્મા મસ્જીદ સામે : અમદાવાદ.

# કાઠીયાવાડી.....................દોહરા

## યાને

## (સવાલ) સમસ્યાની સાખીઓ (જવાબ)

૧ માથા કેરો ગોફણો, વળી હૈયા કેરો હાર,
દહાડે કરૂં દીકરો, રાતે કરૂ ભરથાર. (સાલ્લો)
૨ અંગ કાળું દાંત ઉજળા, ચાલે ઘંમર ચાલ,
સાસુ વહુને દીકરી, એ ત્રણેનો એક ભરથાર. (ચુડો)
૩ બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ,
એ અર્થ કહે મારાઠાકરા બેમાં બેટી વધી કે બાપ(આંબો)
૪ જળમાં પેશી ઘર કરે, વળી જળમાં પેસી નાય,
મસ્તક વાઢે નમરે, તેની આંખ ફોડે જીવ જાય(શેરડી)
૫ પડી પડી પણ ભાંગી નહી, કટકા થયા બે ચાર,
વગર પાંખે ઉડી ગઇ, તમે પંડીત કરો વિચાર.(રાત)
૬ પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય,
અરધું અંગ ફરે કુદડી, એનું એઠું સૌ જન ખાય.(ઘંટી)
૭ અગ્નિ કુંડમાંથી નીસર્યો, વળી ભ્રમર કુંડમાં નાય,
પંડીતો પુછે પંડીતને, તેના ફુલ વેલાને ખાય. (દીવો)
૮ કર વીનાની કામની, મુખ વીનાનો દંત,
મુએલી જીવતાને ગળે, મોકલજો ગુણીયલ કંથ
(હાથી દાંતની ચુડી)
૯ જેની જડે પવન ન સંચરે, જેને છાંયે બેસે ન કોઈ,
તે ફળ મોકલો મારે એકાદશીનું વ્રત હોય. (મગફળી)

૧૦ વેંત જેવડી વરખડી, અને ઢાલ જેવડું ફુલ,
કાચા કમળ ઉતરે, તેનું પાકે થાએ મુલ. (કુંભારનો ચાક)

૧૧ ખેતર હોય તો ખેડીએ, વળી ડુંગર ખેડયા ન જાય,
કુવા હોય તો ગાળીએ, સમુદ્ર ગાળ્યા ન જાય. (પ્રેમ)

૧૨ કાગળ હોય તો વાંચીએ, કરમ વાંચ્યા ન જાય,
રત હોય તો તોડીએ, વળી પ્રીત તોડી કેમ જાય. (ઈશ્ક)

૧૩ પઢતો પણ પંડીત નહી, પુર્યો પણ નહી ચોર,
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહી મોર. (પોપટ)

૧૪ છ પગારો કાચબો, ઉભી બજારે જાય,
રાજા પુછે રાણીને, એ કયું જનાવર જાય. (જુવો)

૧૫ મુખ મંડળ પુરૂષ તણું, દુશ્મન ન જાણે જેહ,
નાર વડે નર જાણીએ, અમ આગળ કહો એહ. (મુંછ)

૧૬ ગપીને ઘેર ગપી આવ્યા, આવો ગપીજી
બાર હાથનું ચીભડું ને, તેર હાથનું બી. (ઘર)

૧૭ ઝડપ દેતીક જમનીબાઈ, ઝણક ચાલી જાય
જેના ઉપર પડતી તેને, ભસ્મ કરતી જાય. (વીજળી)

૧૮ ખળખળ કરતો ધોળો દોરો, ડુંગરમાંથી હાલે
ઉંચો નીચો આડો અવળો, પંડ જગતમાં પાળે. (નદી)

૧૯ ગરમ ગુરૂજી વાણે આવે, સાંજે નાસી જાય.
એક દિવસ જો આવે નહિ, પૃથ્વી પરલે થાય (સૂર્ય)

૨૦ આકડ કાન કડ કંડ ળીડી, તેમાં રમે કાળી કીડી,
દેશ ફરે દેશાવર ફરે, રાજા જોડે વાતો કરે (કાગળ)

૨૧ પીતળ પેરે પદમણી, હીંડે તે ઝાકઝમાળ,
કાં હોય વિવા વાજને, કાં હોય રાજ દરબાર (વેલ)
૨૨ ગાય વીયાણી ગોંદરે વાછરડું વાડામાંહી,
નારી ઝુલે પારણે, એનાં છોરૂડાં લશ્કર મહી. (બંદુક)
૨૩ પીયુ જજો પરદેશડે, લાવજો હળદરને હીંગ
એક ચીજ એવી લાવજો, જેને માથે ચાર સીંગ (લવીંગ)
૨૪ પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શીશ,
રાખે બાળક તે પેટમાં, જાતે ષંઢ કહીશ. (ઘોડીયું)
૨૫ પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દાંત;
નારી સંગે નીત્ય રમે, ચતુર વિચારો ચંત. (સાંબેલું)
૨૬ ગઢ ભીંજે ગઢના કાંકરા ભીંજે, હાથી તે છળછળ નાય;
પણ ચકલાની ચાંચ ન બુડે; માણુસ તરસ્યો જાય.(ઝાકળ)
૨૭ માંહે લીલું ને બાર સુકું ત્રાંબા વરણે જેહ;
સમજી તે ગજ કરણના, અમને એસું નેહ. (નાળીયેર)
૨૮ જનમ્યો ત્યારે દશ ગણો, જોબન મહી ઝંપલાય
વૃદ્ધ થતાં વાધે ઘણુંએ અમને કહો રાય. (પડછાયો)
૨૯ નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર;
તેમાંનાં ફળ લાવજો, મારી સગી નણુંદના વીર (સોપારી)
૩૦ ધડ પંખો ને ઉડણો, જેનું ગીરમાં ગામ;
વર પેલો તોરણે ચઢે, એ કારીગરનાં કામ (મોડ)
૩૧ અગ્ની કાંઠે ઉપજે, ગોરી રાતે દંત;
નારીયે નર બાંધીયો, તેની કર વીસામણ કંથ
(કાનનું ઘરેણું)

૩૨ ફાળ ભરે પણ મૃગ નહી, નહી સસલો નહી શ્વાન;
મોં ઉંચુ પણ મોર નહી, સમજો ચતુર સુજાણ. (દેડકો)
૩૩ કામની પુછે કંથને, પ્રીત કેટલી હોય,
લાગે ત્યારે લેખાં નહી, પણ તુટે ટાંકે નોય.
૩૪ મોતી મગ મગ જેવડા, આડા અવળા વેહ,
જુજવાં માબાપનાં છોકરાં, તેને આવડો શો સ્નેહ
૩૫ મોતી ભાંગ્યું વિંધતાં, મન ભાંગ્યું કવેણ
ઘોડો ભાંગ્યો ખેલતાં, એને નહી સાંધો નહી રેણ.
૩૬ પાળી પોષી મોટો કર્યો જાત ન પુછી કોય
ગુણ ઉપર અવગુણ કરે બીજ બીજાનું હોય.
૩૭ ભલો ઘોડો પણ દુબળો નગર ભલાં પણ દુર
નાનો જેનો નાવલો, તેને દુઃખ ભરપુર
૩૮ કાઠા ઘઉંની રોટલી, માંહી માવળીઓ ગોળ
તેડી જમાડું નાવલો થાય કળાયલ મોર
૩૯ આંખલડી તો સહુ કોઈ આંજે, પણ આંજયામાં ફેર
જેનો નાવલીઓ મુરખો, તેનો શણગાર ઝેર.
૪૦ કજોડે રાતે કસરત કીધી, માંહે ઉગ્યો તે ડાભ
એ પરણ્યાને નજરે જોતાં, તુટી ન પડયો આભ
૪૧ નાનો સરખો નાવલીઓને, હાથમાં ઝાલે ભાલો,
એ પરણ્યાથી વિધવા સારી, ચીતડું ન કરે ચાળો.
૪૨ દા'ડે દા'ડે ઘટવા માંડી, દુઃખે દાઝતી દેહ,
પણ દેવને દયા ન આવી, મારે હેડે પડયા વેહ.

૪૩ કંથડો હળયો કુલક્ષણે, જાણે ત્યારે જાય,
સંઘરી સાકર મુકીને, ગોળ હાટોડે ખાય.
૪૪ ભૂખ ન જાણે ભાવતું, પ્રીત ન જાણે જાત,
ઉંઘ ન જાણે સાથરો, જ્યાં સુતાં ત્યાં રાત.
૪૫ કામી કુળ ન ઓળખે, લોભી ન ગણે લાજ
અર્થી સગું ગણે નહિ; ભરખે ભુખ અખાદ્ય
૪૫ સૂમ, શેળો ને કાચબો, પરઘર પોળાં થાય.
ટાણું આવે આપઘર; ઝટ સંકેલાઇ જાય.
૪૭ તેજાનામાં તમાકુ ને વરણાગીમાં વાળ
જુવાનીમાં જુગટીયાં ને ભાઇબંધીમાં ગાળ.
૪૮ બાર ગઉએ બોલી બોલે, તરૂવર બદલે શાખા,
બુઢાપણામાં કેશ બદલે પણ લખણ બદલે લાખા
૪૯ આવ નહિ આદર નહિ; નહિ નેનોમેં નેહ;
તે ઘર કદિ ન જઇએ, કંચન વરસે મેહ
૫૦ ઘરના ઉઠયા વન ગયા, વનમાં લાગી આગ;
ઉલેથી ચુલે પડયા, કર્મ પ્રમાણે પમાય
૫૧ જળ પ્રમાણે પોયણાં, કણું પ્રમાણે મત.
જેવા નરને સેવીએ તેવી દે ફળપત.
૫૨ જોબન જરા ને આંતરી, જમડે લીધી જાણ
આવ્યો એની હડફટે, બચે ન તેના પ્રાણ.
૫૩ ધન જોબન ને ઠાકરી, તે ઉપર અવિવેક;
એ ચારે ભેગા હુવા અનરથ કરે અનેક.
૫૪ ભુખ ગયે ભોજન મળે, ઠંડી ગયે મળે સાલ;

જોબન ગયે જોરૂ મળે, એ ત્રણુને આગ લગાવ.
૫૫ જોબન ને જીકારા ઘણાં, જરા નજરેથી જા,
ખાંડ ચોખા ને ચુરમાં, મન ભાવતાં ખા.
૫૬ ત્રીયા જોબન ત્રીસ વરસ ધોરી નવ ધરાં,
પુરૂષ જોબન ત્યાં લગે, ઘીએ પેટ ભરાં.
૫૭ ગાડુ ભાંગ્યું ગોરી વિના, રણે આથમ્યો શૂર,
તસ્કર આવ્યા લુંટવા, પંથે ચાલ્યા પૂર.
૫૮ ઋતુએ ઉગે મોગરો, ઋતુએ આવે ફુલ,
ઋતુ વિનાનું ચાહિયે, તે તો ધુળે ધુળ.
૫૯ અતિ વેપારી કલાલીયા જે પુરૂષ વેર બે નાર,
ભાઇ એને ન મારશો, મારી રાખ્યો કીરતાર,
૬૦ કાપડ માઢું ને લોહ ત્રણ નીવડીએ વખાણ
સખાએ સઘળા છાંટીઆ તોય ન મેલે માણ.
૬૧ લખતાં લહીયો, ભણતાં છૈયો, વાંચે પંડિત હોય
રળતાં નીપજે શેઠીઓ, તેનું કુળ ન પુછે કોય.
૬૧ બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય,
વૈશ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય.
૬૩ ગાજ્યા મેહ વરસે નહિ, ભસ્યા શ્વાન ન ખાય
બહુ બોલા નવ રણે ચઢે, થોડા બોલાં ન ઘર જાય
૬૪ જોગી વા'લાં તુંમડાં, ને ભોગીને વા'લો ભોગ,
ડાકટર વાલાં ગુમડાં, ને વદને વા'લો રોગ.
૬૫ પુરૂષ વંકો પાઘડી, ને નેણા વંકી નાર,
ગાભે પોટે બાજરો લાંબા પડાળે જાર.

 ૨૧૭૮૨

૬૬ એક અંધારી ઓરડી બીજી વેરણુ રાત
ત્રીજો સોક્નો ઢોલીઓ ઝઘડો લાગ્યો સારી રાત
૬૭ નદી કાંઠે નેહડો વળી ગુંદા જેવડું ગામ
કુંવારી છોકરીને ત્રણુ દીકરા તેનેપરણ્યાનું શું કામ
૬૮ પારે નાચે પારેવડાં હૈયે નાચે મોર,
પરણ્યા એટલા માનવી પીટયા કુંવારા હરાયાં ઢોર
૬૯ ઉંચી મેડી ઉજળી વળી નીચા કંદોઇના હાટ,
કુંવારી મુલવે લાડવા તેની વાંઢા જુવે વાટ.
૭૦ કાચી કેરી કચમચે પાકી ઝોલા ખાય.
ચતુર નર ચાખી ગયા. મુરખ ધકકા ખાય.
૭૧ છાતી વચ્ચે શેરડો માથા વચ્ચે વાટ,
હુંટી વચ્ચે હરિઓ ભર્યો પીજો માજામ રાત
૭૨ કાળા ગજકણુનું કાપડું વળી માંહી ભર્યું છે હીર,
ઘરનો ઘણી પીટ્યો હીજડો પાડોશી બાવન વીર
૭૩ મહુડે માળો નવ ઘાલીએ વળી લીમડો લહેરે જાય
પારકો પુરૂષ ના સેવીયે એ તો પરોઢીએ ઊઠી ઘેર જાય
૭૪ સોપારી વખાણું સોરઠી જેના લીલા પીલા રંગ
સ્ત્રી વખાણું કેડ પાતળી જેના વાળ્યા વળે અંગ
૭૫ ઉંચી ગોળી ઉજળી જળ ભરવાને જાય,
કાંટો વાગ્યો પ્રેમનો એ તો ઉભી ઉભી ઝોલાં ખાય

## સમાપ્ત

જ્યોતિ મુદ્રણાલય : અમદાવાદ